ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પ : [illegible]

# મેઘધનુષ

ગાંડીવ

ગાંડીવ બાલોદ્યાનમાળા

પુષ્પ: :એકવીસમું

# મેઘધનુષ

('ક્યુંબર' નો મોટો ભાઈ)

સંયોજક:

નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ,

સુરત

## સંયોજક તરફથી—

કુમારની જ શૈલી પર, પણ જરા મોટા બાળકો વાંચીને રસ લઈ શકે તથા નવા વિષયોમાં ચાંચ બોળી ઉંડા ઉતરવાની વૃત્તિ ખીલવી શકે તે હેતુથી મેઘધનુષ તૈયાર કર્યું છે.

દુનિયાના વિશાળ જ્ઞાનદરિ-
યામાં ડુબકી મારવાની તરસ
જાગે એવા આશિર્વચન સમેત

______________________

ને ભેટ

______________________

તરફથી

પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાના પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના ડાકતર પ્રતાપરાય અને તેના સોબતી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઈને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસે-નસમાં શૂરાતન અને જોમ ઉછળાવે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીજ શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંથણી રહેલી છે, તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે. નાનાં મોટાં સૌ કોઈને એ વાંચતાં રસ પડશે.

પાકું પુઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૩૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે. ભાગ બીજો કિમ્મત રૂપિયા બે. બંને ભાગ મંજુર છે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઈના બધાં બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે. તથા વ્હીલરના રેલ્વે સ્ટેશન પરના સ્ટૉલ પરથી પણ મળશે.

ગાંડીવ

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

દર બુધવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂા. ૪) પરદેશ શિલિંગ દશ.

**ગાંડીવ છાપખાનું**

ગયા આઠ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં ગાંડીવે પ્રકટ કરેલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

**સરનામું ૧૮૦, કેળાંપીઠ સુરત**

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.

## એનો ભાઇ

વડોદરાની વાત છે. એક ગંદો છોકરો અદાલતમાં ન્યાયાધીશની સામે ઉભો હતો. એ છોકરા સામે રસ્તામાં તોફાન કરવાનો આરોપ હતો.

સાહેબે સવાલ પૂછયો: તે અલ્યા, તારા બાપા પાસે તને પહેરાવવા સારાં કપડાં નથી ?

એં એં એં મારા બાપુજી તો મરી ગયા છે—છોકરે રડતાં જવાબ દીધો.

પણ તારે બીજાં સગાં હશેને ?

મારે એક ભાઇ છે.

તે કયાં છે ?

કમિટી બાગમાં—સંગ્રહસ્થાનમાં.

ત્યાં કંઇ નોકરીમાં હશે ?

ના, જી, ત્યાં એક કાચની બરણીમાં છે—છોકરે બધાને

ચમકાવે તેવો જવાબ દીધો: એ બે માથાંવાળો જન્મ્યો'તો !

## શેરલોક હોમ્સ

શેરલોક હોમ્સનું નામ તમે સાંભળ્યું છે? શેરલોક હોમ્સ એક પ્રખ્યાત માણસ છે; જો કે એ માણસજ નથી.

એમ કેમ બને ? એજ વાત ગમ્મતની છેને !

ખરી વાત એ છે કે એ નામનો માણસ થઈ નથી ગયો. એ તો એક કલ્પિત માણસ છે. સરસ્વતીચન્દ્રના જેવો. સર આર્થર કોનન ડોઇલે એક બહુ હુશિયાર છૂપી પોલીસનો માણસ કલ્પ્યો. તેનું નામ પાડ્યું: શેરલોક હોમ્સ.

પછી એ કલ્પિત માણસનાં ઘણાં ઘણાં પરાક્રમો કલ્પી કાઢીને તેમણે બધી પુષ્કળ વાર્તાઓ લખી. એ વાર્તાઓ એવી સરસ કે આખી દુનિયામાં પંકાઈ.

માણસ અનુમાન અને અટકળ વડે પણ કેવી કેવી શોધ કરી શકે છે અને અક્કલનો ઝીણવટથી ઉપયોગ કરવાથી કેવા ભેદ ખુલ્લી જાય છે તેના દાખલા એ વતોમાં એવા મજાના છે કે ન પૂછો વાત.

તમે એ શેરલોક હોમ્સની બધી ચોપડીઓ જરૂર વાંચજો. બધી ઇંગ્રેજીમાં છે. બે ચારના ગુજરાતી તરજુમા થયા છે ખરા.

## નિઝામની પલટણ

ઘણું ખરૂં કોઇ માણસ બાયલો હોય તો તેને "બૈરી" ની ઉપમા મળે છે. પણ બધાં બૈરાં કંઇ બાયલા નથી હોતાં.

હૈદ્રાબાદના નિઝામઅલી નિઝામે પોતાની રાજધાનીમાં બાઇઓની એક લશ્કરી પલટણ રાખી હતી. એ ટુકડીની સરદાર મિસિસ જેમ્સ હોલ કરીને હતી. પણ તે જમાલ-ખાન અથવા જમાલ સરદારને નામે ઓળખાતી. આ સંબંધે થોડા વખત પર એક કાગળ મળી આવેલો. નિઝામને ત્યાં પેશવાનો એલચી નામે 'કાળે' રહેતો. તેણે પેશવાને લખેલું: તમે ફીરંગણ ને તેની સ્ત્રી પલટણ વિષે પૂછાવ્યું તો લખવાનું કે એ બૈરાંપલટણમાં ૫૦૦ સિપાઇયણો છે. બધી કંઈ ફીરંગણો નથી. મહાર છે, ચમાર છે, કણબી પણ છે. એ પલટણ મહેલની દેવડી અને ઝનાના પર ચોકી કરે છે. ફીરંગણે બધીઓને બન્દુક તલ્વારપટા વગેરે શીખવીને પોપટ જેવી બનાવી છે. તેમને શું પગાર અપાય છે તે હવે પછી જણાવીશ.

## બે સવાલો

(૧) હું ફળ છું. મારા ચારે અક્ષર બોડા છે. મારા છેલ્લા બે અક્ષરોમાં એક ગધેડો છે. ને પહેલા બેમાં ઓછા-

પણાનો ગુણ છે. વચલા બે જમરાજને નોંતરૂ દે તેવા છે; તો બોલો હું કોણ?

(૨) હું અહિં છું, ત્યાં છું, ઉપર છું, નીચે છું. એટલુંજ નહિ પણ તમે મને ઉંધે માથે લટકાવો તો તમે પણ મને જોઇને શાબાશી આપશો. મારા વગર તમને કે કોઇને કે ખુદ બાદશાહને પણ ચાલે તેવું નથી; ત્યારે બોલો હું કોણ?

જવાબ ખોળી કાઢજો.

## ફાંસીની સજા

દુનિયાના કેટલાક દેશોએ ફાંસીની સજા તદ્દન બંધ કરી દીધી છે. સ્વીડને ૧૯૨૧ની સાલમાં નક્કી કર્યું કે હવેથી એવી જંગલી સજા કરવી નહિ.

ફ્રાન્સમાં એનો કાયદો ભુંસી નાંખ્યો નથી, પણ વપરાતો યે નથી. બેલ્જીયમમાં ભાગ્યેજ વપરાય છે. ફીન્લેન્ડમાં તો સો વરસ થયાં એ સજા કોઇને થઇજ નથી. હોલાંડમાં પોણોસો વરસ થયાં ફાંસી બંધ થઇ. ઇટાલીએ પોણાબસો વરસથી એવું મોત કાઢી નાંખ્યું છે. પોર્ટુગાલ ને રૂમાનિયામાં પણ એવી સજા થતી નથી.

આપણા દેશમાં હજુ એ સજા ચાલુ છે.

## વિંછુનો આપઘાત

વિંછુઓ પણ જ્યારે આફતમાં આવી પડે ત્યારે આપઘાત કરે છે એ જાણવા જેવું છે. વિલાયતમાં એક પંડિતે એનો અખતરો કરી જોયો. એણે એક વિંછુને પકડી તેની આસપાસ સળગતી દીવાસળીઓ ગોઠવી. વિંછુએ આમથી તેમથી બહાર નીકળવાને બહુ ફાંફાં માર્યાં; પણ કંઇ વળ્યું નહિ; નાસી જવાયું નહિ. છેવટે કંટાળીને તેણે પોતેજ પોતાને ડંખ દીધો. પોતાનું છતાં એ ઝેર તેને વ્યાપી ગયું અને તે મરણ પામ્યો.

માણસની પેઠે નાનાં પ્રાણીઓને પણ અક્કલ તો છેજ.

## મેમગધેડો

એક ગોરા સાહેબનો દીકરો માંદો પડયો. ડાકટરે ગધેડીનું દુધ પાવાની સલાહ આપી. સાહેબે પોતાના નોકરને બોલાવી કહ્યું કે: ગધા લાવ.

નોકર બિચારો એક ગધેડો લઇ આવ્યો. તેને ખબર નહિ કે સાહેબને તો ગધેડી જોઇએ છે.

સાહેબે બહુ બહુ માથાફોડ કરી પણ નોકરને કેવી રીતે સમજાવવું ? તે સમજેજ નહિ, કે સાહેબને ગધેડી જોઇએ છે !

આખરે સાહેબે એક યુક્તિ શોધી કાઢી. તેણે પોતાની મડમને બહાર બોલાવી. પોતે ઉભો રહ્યો. ગધેડા સામે આંગળી કરી કહ્યું: હમકુ યે સાહેબગધા નહિ મંગતા. હમકુ મેમગધા ચાહીયે. મેમગધા લાવ.

હવે નોકર બરાબર સમજી ગયો ને હસતો હસતો ગધેડી લેવા ચાલ્યો ગયો.

ભાષાની અણસમજના કિસ્સા ઘણી વાર બહુજ રમુજી હોય છે.

## એક અર્થની કહેવત કેટલી ?

જગલા ને બદલે ભગલો કુટાયો.

ઓડનું ચોડ. અલ્લાને સાટે મુલ્લા પરણ્યો.

હરખાને ઠેકાણે પરખો.

આલી સાટે માલી.

રાજલી સાટે પુંજલી.

એકજ અર્થ સૂચવવા માટે આ જુદી જુદી કહેવતો ગુજરાતના જુદા જુદાં ભાગોમાં વપરાય છે.

## થોડોકજ ફેર ?

હિન્દુસ્તાનના માલદાર લોકો ભણેલા બનવા વિલાયત જાય છે. વિલાયતના ભણેલા લોકો માલદાર બનવા સારૂ

અહિં આવે છે. એમાં કેટલો ફેર !

## સૌથી મોટું થીયેટર

દુનિયાની સૌથી શોખીન પ્રજા ફ્રેન્ચ પ્રજા છે એટલે સૌથી મોટું થીયેટર એ પ્રજા પાસેજ હોય એમાં નવાઇ નથી. પેરીસમાં દુનિયાની સૌથી મોટી નાટકશાળા છે. તે પાંચેક વીંઘા જેટલી જમીન રોકે છે. એની પાછળ કુલ દશ કરોડ ફ્રાંક ખરચાયલા. ને એ ખરચ કંઇ ઝાઝો ન ગણાય.

## થોડીક ગમ્મત

ગધેડાને કાન લાંબા કેમ હશે ?

એને શીંગડા નથી, તેથી શીંગડાનો બદલો લાંબા કાનથી વાળેલો લાગે છે.

નારદજીની ચોટલી ઉભી કેમ ?

નારદ હંમેશ ઉંચેથી નીચે ઉતરે એટલે શરદીમાં જેમ સૌના રૂંવાડા ઉભા થઇ જાય તેમ એમની ચોટલી પણ શરદીથી ઉભી થઇ જતી હશે.

## ચીનની દિવાલ

દુનિયાની અનેક નવાઇઓમાં ચીનની દિવાલ પણ એક છે. એ લગભગ બે હજાર વરસ જૂની છે, ને છતાં એવી મજબૂત છે કે હજુ સુધી ટકી રહી છે. ટેઇન કુટુમ્બના

પહેલા રાજાએ તાતાર લોકોના હુમલામાંથી બચવા માટે એ બંધાવેલી. ચીનની આખી ઉત્તર હદ પર એ આવી રહી છે. મોટા મોટા પહાડ, નદીઓ ને કોતરોમાંથી એ પસાર થાય છે; અને સાડાબારસો માઇલ લાંબી છે. એની સરાસરી ઉંચાઇ ૨૦ ફુટ છે. જાડાઇ પાયા આગળથી ૨૫ ફુટ ને ઉપરથી પંદર ફુટ છે. પચીસ ફુટ જાડી દિવાલ કેટલી મજબૂત હોય તે વિચારી જોજો.

## નૂરજહાનના દહિંભાત

કેટલાક મુસલમાનોમાં લગ્ન વેળા દહિંભાત ખાવાનો રિવાજ છે. દહિંભાતના રિવાજને શહાનક કહે છે. આ રિવાજનું મૂળ જાણવા જેવું છે. જહાંગીર જોધબાઇ નામની રજપૂતાણીને પરણેલો. વળી નૂરજહાન સાથે પણ તેણે લગન કરેલું. આ નૂરજહાનની મશ્કરી કરવાનો જોધબાઇએ વિચાર કર્યો.

પછી તેણે કેટલીક રજપુતાણીઓને, કેટલીક મુસલમાનીઓને અને સાથે નૂરજહાનને પણ તેડી સૌને ઉજાણી આપી. થોડું ઘણું સૌએ ખાધું, એટલે બધાની આગળ દહિંભાતના વાડકા મૂકયા ને કહ્યું: જે સ્ત્રીએ પતિવ્રત પાળ્યું હોય, તેણેજ આ દહિંભાત ખાવો.

નૂરજહાન જહાંગીર સાથે તો બીજી વારની પરણેલી. પહેલાં તે શેરખાંની સ્ત્રી હતી. એટલે તે આ સાંભળતાંજ

ઉઠીને ભાગી ગઇ. ત્યારથી રિવાજ પડયો.

## વાણીયો રાજા

કહેવાય છે કે છઠ્ઠી સદીમાં ઉત્તરમાં રાજ કરનાર હર્ષ-વર્ધન રાજા ન્યાતે વાણીયો હતો. સામાન્ય રીતે વાણીયાઓ રાજા થયાનું બહુ જણાતું નથી.

## મુંબાઇની મઝા

શામજી પટેલ કહેઃ બધા મુંબાઇ મુંબાઈ કરે છે પણ મુંબાઇ છેજ કયાં ? બધું ગોટાળમ્, પિંડાળમ્. મુંબાઇ નામનું એકે સ્ટેશનજ નથી. ધોબી તળાવ, ગોવાળીયા તળાવ, કાવ-સજી તળાવ ! નામ ત્યારે તળાવ, પણ નામનોજ તડાકો—પા-ણીની જાત ન મળે. પીવા જાય તે તરસે મરે. પાયધુની પર ગયો તો પગ કયાં ધોવા તેજ સમજાયું નહિ. ચંદન જોઇતું હતું એટલે ચંદનવાડીમાં ગયો તો રામ રામ ! કંઇ ન મળે. ડુક્કર ગલ્લીમાં ડુક્કર રહેતા હોય તો બાપનાજ સમ. ચિખલવાડીમાં ચિખલ(=કાદવ) બહુ હશે ધારી જોડા પહેર્યા વગર ગયો તો ટાંટીયા પથરા વડે ટીચાઇને ટીપાઇજ ગયા. એ તે કંઇ મુંબાઈ છે ? જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ !

## કાણો રાજા

યશવંતરાવ હોલ્કર કાણો હતો. તેને પોતાની છબી

પડાવવાનું મન થયું. એક હોંશિયાર ચીતારાને બોલાવ્યો ને કહ્યું કે મારી છબી ચીતરી લાવ.

ચીતારો વિચારમાં પડયો. જો રાજાને કાણો પાડે તો તેને માઠું લાગે ને ગુસ્સે થાય. કાણો નહિ ને દેખતો ચીતરે તો છબી ખોટી થાય. આખરે તેણે જુદીજ જુકિત લડાવી. તેણે રાજાને ઘોડા પર શિકારી વેશમાં બેસાડયો, હાથમાં બન્દુક આપી, તથા નિશાન તાકવા માટે એક આંખ બંધ કરીને બન્દુક ગોઠવે છે એવી યોજના કરી. એ પ્રમાણે રાજાની ખોડ ઢંકાઇ ગઇ.

તેની ચતુરાઇથી ખુશી થઇ હોલ્કરે તેને ૫૦૦૦ રૂપિયાનું ઇનામ આપ્યું.

## ચીનનો રાજવૈદ

હમણાં તો ચીનમાં બધી ઘણી ફેરફારી થઇ ગઇ છે. પણ પહેલાં ચીનમાં રાજાને ત્યાં જે રાજવૈદો રહે તેને વિષે જુદોજ રિવાજ હતો.

જ્યાં સુધી રાજા સાજોસમો હોય ત્યાં સુધી દાકતરોનો પગાર ચાલુ રહે. રાજા માંદો પડે કે દાકતરોનો પગાર બંધ થયોજ સમજવો. જ્યાં સુધી રાજાનો મંદવાડ રહે ત્યાં સુધી દાકતરનો મરો. તે સારો થાય કે તરત પાછો પગાર ચાલુ થાય.

એક રીતે આ પદ્ધતિ સારી ખરી. કેમકે રાજા માંદોજ ન પડે તેની ફિકર દાકતર રાખ્યા કરે.

## સિંગર કંપની

દરજીના શીવવાના સંચા બનાવનાર સિંગર કંપનીનું મકાન અમેરિકામાં ન્યુયોર્કમાં આવેલું છે. આ મકાનને ૪૧ મજલા છે. એનું આખું કદ ૬૭ લાખ ઘન ફુટ ગણાય છે. કુલ ઉંચાઇ ૬૭૦ ફુટ છે. એમાં કુલ ૬૦૦૦ માણસ રહી શકે છે. ૩૦૦૦ રતલ વજન ઉંચકી શકે એવી વીસ લીફ્ટ ઉર્ફે ઉપર ચઢવાના સંચા છે. ૧૩૦૦૦ વિજળીક દીવા, ૧૮૫ વિજળીક પંખા અને ૨૦૦૦ ઘોડાબળ જેવડું બોઇ-લર પણ છે. ગોરા લોકો ધંધો કેવા મોટા પાયા પર કરે છે, તેનો ખ્યાલ આ પરથી આવશે.

## ક્ષ–કિરણના ઉપયોગ

લગભગ ત્રીશેક વરસ પર જર્મનીના પ્રોફેસર રોન્ટજને નવીજ જાતની યુક્તિ શોધી કાઢી. તે વડે અપારદર્શક વસ્તુ-ઓની પેલી મેર પણ જોઇ શકાય છે. જે કિરણો વડે આમ જોઇ શકાય છે તેને ક્ષ-કિરણ કહે છે. એનો મુખ્ય ઉપયોગ શરીરના અંદરના ભાગમાં નજર કરી કયા રોગ કે શું નુકશાન છે તે જોવામાં કરવામાં આવે છે. મુંબાઇમાં કેટલાક દાકતરો આ વિદ્યા જાણે છે.

આ કિરણોના બીજા પણ ઉપયોગ છે. હીરો ખરો છે કે ખોટો તે પારખવામાં એ કામ લાગે છે. ખોટા હીરામાંથી ક્ષ–કિરણો પસાર નથી થતા. વળી ચોરોએ કંઈ વસ્તુ બુટમાં સંતાડી હોય તો તે બહારથી જણાઈ જાય છે. મોટા મોટા એંજીનો કે યંત્રોનું પોલાદ અંદરથી સડી ગયું છે કે કેમ તે પણ એના વડે પકડી શકાય છે. શરીરમાંનું હાડકું ભાંગ્યું હોય ત્યારે તો એના વડેજ ઉપાય કરી શકાય છે. આ શોધને દિવ્ય ચક્ષુનું નામ આપી શકાય. વીસમી સદીની એ એક નવાઈજ છે !

## એક આનીભાર મીઠું

દાળમાં એક આની ભાર મીઠું નાંખવાનું રાધાને કહી મા મન્દિરે ગઈ.

પછી સૌ ખાવા બેઠાં. એક સબડકો મારતાંજ બધાંએ થૂથૂ કરી નાંખ્યું. માએ ડોળા કકડાવ્યા: કેમરે અલિ, કેટલું મીઠું નાંખેલું ? એક આની ભાર કહેલું તે યાદ છે કે ?

બા, આની તો નહિ જડી. તે પછી બે અઢીકા જડ્યા તેનાથી તોળીને બરાબરજ નાંખ્યું હતું !

## ન્યુટનનો દાંત

અનેક શોધ કરનાર સર આયઝેક ન્યુટનનો એક દાંત

મળી આવેલો. તે વેચવા કાઢતાં તેના રૂા. ૪૫૦ ઉપજ્યા. જેણે વેચાતો લીધો તેણે એને વીંટીમાં જડાવ્યો !

## ચીનનો દરજી

એક પારસી ગૃહસ્થ જુદા જુદા દેશો ફરતો ચીન જઈ ચઢ્યો ને ત્યાં તેને બે ત્રણ મહિના રહેવાનું થયું, તેથી એક ઇજાર શીવડાવવાની જરૂર પડી. તેણે કાપડ ખરીદીને એક ચીની દરજીને મોકલી આપ્યું. માપાં માટે પોતાની એક જુની ઇજાર મોકલી કે આ મુજબ બનાવજો.

જ્યારે આઠ દહાડા રહીને દરજીએ ઇજાર શીવીને મોકલી ત્યારે પારસી ભાઈ તો આભાજ થઈ ગયા ! એ નવી ઇજારને દશબાર ઠીંગડાં ને પાંચ સાત તો બાકોરાં જ હતાં ! વાત એવી હતી કે પેલી માપાં માટેની જુની ઇજારમાં જ્યાં જેવાં બાકોરાં ને ઠીંગડાં હતાં—બરાબર તેવાંજ બાકોરાં ને ઠીંગડાંવાળી આ ઇજાર પેલા બુદ્ધિશાળી દરજીએ તૈયાર કરીને મોકલી હતી ! વાંક કોનો, દરજીનો કે પારસી ગૃહસ્થનો ?

## ગણિતનો ખેલ

એક માળીએ પોતાની વાડીની કેરી આપી બે માણસને તે વેચવા મોકલ્યાં. એકને ત્રીસ આપીને કહ્યું કે આ પૈસાની બે વેચવી. બીજાને ત્રીશ કેરી આપી કહ્યું: આમાંની

પૈસાની ત્રણ વેચજે.

વેચીને બંને કુલ ૨૫ પૈસા લઇ આવ્યા.

બીજે દિવસે માળીએ એવીજ બે જાતની એટલીજ કેરી એક માણુસને આપીને કહ્યું કે એને સેળભેળ કરી તું તારે બે પૈસાની પાંચ લેખે વેચી નાંખજે. એટલે મેળ મળી રહેશે.

પણ જ્યારે માણુસ વેચીને ૨૪ પૈસાજ લાવ્યો ત્યારે માળી અચંબો પામ્યો.

કારણ શોધી કાઢો.

## જાપાનમાં કન્યા લગ્ન

જાપાનમાં કન્યાનું લગ્ન માબાપને માટે શોકનો પ્રસંગ ગણાય છે. તે દિવસથી જાણે છોકરી માબાપને મન મૂએલી જ લેખાય છે. છોકરી બાપને ઘેરથી ધોળાં—શોકનાં લુગડાં પહેરીને નીકળે છે, અને જાણે તે જમલોક જતી હોય તેવોજ બધો દેખાવ થાય છે. ઘરને ધોઇધાઇને વાળીઝૂડીને સાફ કરવામાં આવે છે. પોતાને નવે ઘેર છોકરી દાખલ થાય છે ત્યાં સુધી તેને બે મશાલો સાથે લઇ જાય છે ને તે ત્યાં પહોંચતાંજ બંને મશાલને હોલવી નાંખવામાં આવે છે.

ગુજરાતમાં પણ છોકરીને સાસરે વળાવતાં તેના પીયરીયાં રડે તો છેજ !

## વિંછુ કરડે ત્યારે-

(૧) બોરડીના પાંદડાં ચાવીને ડંખ પર મૂકવા.

(૨) મીઠાનું પાણી કરી ટીપે ટીપે નાકમાં નાંખવું.

(૩) આંબલીના ચીચોડાની ઉપલી છાલ ડંખ પર લગાડવી.

(૪) ચીચોડા અડધો પાણીમાં ઘસી બાકી રહેલા અડધાને ડંખ પર વળગાડવો. એવો વળગશે કે ઝેર ચૂસ્યા પછીજ ખરી પડે.

(૫) આંબા પરથી કેરી તોડતાં ચીક નીકળે છે. આ ચીક ડંખ પર ભરવાથી પણ ઝેર ઉતરે છે.

. કોઇને કરડે ત્યારે હાંફળા ફાંફળા ન થતાં આમાંના ઉપાયો અજમાવી જોવા.

## એ કઇ વસ્તુ ?

એવી કઈ વસ્તુ છે, જેને પાંખ નથી, પગ નથી, વાહન નથી; ગતિ પણ નથી; છતાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે ! રસ્તો.

## માણસ કે રાખ્ખસ ?

૭૦ વરસની ઉમ્મરે ખાવા બેસનાર ડોસાને ભાન ન હોય કે પોતે અત્યાર સુધીમાં ૪૦૦૦ મણ અનાજ ચાવી

ગયો છે! એ બધાં અનાજથી લદાયલા ઉંટ, ગાડાં ને ટોપ-લાઓનું લશ્કર જો એની આંખ આગળથી પસાર થતું હોય તો એ હબકીજ જાય.

બચપણ ને જુવાની ને ઘડપણ ગણતરીમાં લેતાં પણ એક સાધારણ ઉત્તમ તન્દુરસ્તીવાળા માણસે ખાધેલી રોટલીઓનો સરવાળો કરીએ તો ૫૦૦ મણ વજનનો ૧૦ ફુટ જાડો, ૧૦ ફુટ પહોળો ને બાર ફુટ લાંબો મોટો રોટલો થાય.

એની ખાધેલી ખાંડમાંથી શ્રીનાથજી બાવાના દશેક અન્નકૂટની સામગ્રી તૈયાર થાય.

એનું પીધેલું પાણી રોજ તળાવ રૂપે એના પેટમાં ભરાયા કરતું હોય તો પેટ ૧૫×૧૦×૬ ઘનફુટ મોટું જોઇએ. અધધધધ !

એને જો પાન ખાવાની સામાન્ય ટેવ હોય તો એણે ૫૦૦૦૦ પાન ખાધાં હોય. અસામાન્ય ટેવ હોય તો તો પાંચેક લાખ પાનનો ખુરદો થયો હોય. સોપારી ચૂનો ને કાથો કેટલાં તેનો ક્યાસ કરી લેવો !

## જળો

જળો શું છે તે જાણો છો ? જળો એ એક જાતનાં જીવડાં છે. તે માણસનું લોહી બગડ્યું હોય ત્યારે બહુ ઉ-

પયોગી થઇ પડે છે. જે ભાગમાંનું લોહી બગડ્યું લાગે છે તે ભાગ પર જળો મૂકયાથી તે જંતુ તમામ ખરાબ લોહી ચૂસી લે છે; અને માણસનો રોગ કેટલેક અંશે દૂર થાય છે.

આ જળો હવામાન પણ કહી આપે છે, આ રીતે:

એક પારદર્શક કાચની બરણીમાં પાણી ભરી જળોને મૂકવી. પછી જોયા કરવું.

ઉઘાડ રહેવાનો હશે તો એ છેક હેઠે પડી રહેશે. વરસાદ પડવાનો હશે તો છેક ઉપર ચઢી આવશે. વંટોળીયો થવાનો હશે તો અન્દર કુદાકુદ કરશે. ને વરસાદનું જબરદસ્ત ઝાપટું થવાનું હશે તો પાણીની બહાર ઉપલા ભાગમાં ફર્યા કરશે.

આ જળો નદીની પાસે નજરે પડે છે.

## દંતૂશળ વિનાનો હાથી–

તમે દંતૂશળ વિનાનો હાથી નહિજ જોયો હોય. પણ લંકામાં નરહાથીઓને દંતૂશળ નથી હોતા. તેમને બે ત્રણ દંતુડી હોય છે પણ તે શા કામની ? હાથીદાંત લંકામાં બહુ મળતોજ નથી. ત્યાં તો પ્રાણીઓને શીંગડાં પણ બહુ ટુંકા હોય છે.

## દારૂના ઘેનમાં

બે દારૂડીયા આગગાડીમાં બેઠા બેઠા વાત કરે છે.

એકે પૂછ્યું: કેટલા વાગ્યા ?

બીજાએ જેમ તેમ ગજવામાંથી દિવાસળીની પેટી કાઢીને તે સામે જોઇને કહ્યું: મંગળવાર.

સાંભળી પહેલો બોલ્યો: અરેરે, મારે અહિં ઉતરી જવાનું છે.

## તુર્કીમાં છાપાં

ઇસ્તંબુલ અથવા કુસ્તુનતનિયા જેને ઇંગ્રેજીમાં કોન્સ્ટાન્ટીનોપલ કહે છે એ તુર્કીની રાજધાની છે. તેમાં પાંત્રીશ છાપાંઓ નીકળે છે. આઠ તુર્કી ભાષામાં, ત્રણ ફ્રેંચ ભાષામાં, ત્રણ ઇંગ્રેજી ભાષામાં, પાંચ ગ્રીક ભાષામાં, નવ આરમિનિયન ભાષામાં, ચાર, બલ્ગેરીયન ભાષામાં. એકેક હીબ્રુ, અરબ્બી, ફારસી ને જર્મન એ દરેક ભાષામાં, આવી જુદી જુદી ભાષામાં, આટલાં છાપાં બીજા કોઈ શહેરમાંથી ભાગ્યેજ નીકળતાં હશે. મુંબાઈમાંથી ઇંગ્રેજી, ગુજરાતી, હિંદી, મરાઠી, મારવાડી, ઉર્દુ, ફારસી, પોરટુગીઝ અને ઇટાલીયન ભાષામાં પણ એક એમ છાપાંઓ નીકળે છે એ વિવિધતા સારી ગણાય.

## ગણિતની ગમ્મત

એકથી સોળ સુધીની રકમની ચાર ચારની ચાર હાર એવી રીતે ગોઠવો કે તેની ઉભી ચાર સળી ને આડી ચાર

સળીઓ તેમજ ચોકડી સળીઓનો દરેકનો સરવાળો ૩૪ થાય.

આ રહી એ ગોઠવણી

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૪ | ૧૫ | ૪ |
| ૮ | ૧૧ | ૧૦ | ૫ |
| ૧૨ | ૭ | ૬ | ૯ |
| ૧૩ | ૨ | ૩ | ૧૬ |

ચોકડી સળીઓ એટલે (૧) ૧–૧૧–૬–૧૬ (૨) ૪–૧૦–૭–૧૩.

આવી ગણિતની બીજી રમુજો તમે જાતે ગોઠવવા પ્રયત્ન કરો. તમારો વખત આનંદમાં જશે ને વળી ગણિતમાં લહેજત આવશે.

## ખરતા તારા

તારાઓ બધા આ પૃથ્વીથી યે મોટી મોટી એવી દુનિયાઓ છે એમ બધાએ વાંચ્યું છે, ને જાણે છે. પણ પાછા જ્યારે તેઓ તારાને ખરી પડતા જુએ છે ત્યારે એ મોટી દુનિયાના ભારથી પૃથ્વી ચગદાઇ કેમ નથી જતી એમ તેઓ ગુંચવાય છે. એ વાત સમજવા જેવી છે. જે ખરી પડે છે તે તારાઓ નથી, પણ 'મિટીયર' છે. ઇંગ્રેજીમાં એવું એનું જુદું નામ છે—ગુજરાતીમાં તારા એ એકજ શબ્દ વપરાય છે.

આવા ખરેલા તારાઓ ઉર્ફે મિટીયરો ભેગા કરાય છે અને ઘણાંક સંગ્રહસ્થાનમાં તે છે પણ ખરા.

એ મોટા પથરા હોય છે—પથરાજ છે. કોઇક ગ્રહ કે ધૂમકેતુમાંથી છુટીને ખરી પડેલી એ રજકણો કે ટુકડાઓ હોય છે. આકાશમાં તે ઘુમતા હોય ત્યારે અચાનક પૃથ્વીના વાતાવરણમાં કેટલીક વાર ઘુસી આવે છે.

એનો રંગ કાળો ભમ્મર જેવો હોય છે. ગુજરાતીમાં આ ખરતા તારા માટે જુદો શબ્દ નથી તેથી મોટો ગોટાળો નીપજે છે.

કાબા જે મુસલ્માનોનો પવિત્ર પત્થર ગણાય છે, તે આવો મીટીયર જ છે અને આસ્માનમાંથી પડેલો તેથી તે પવિત્ર ગણાયો છે એમ કહેવાય છે.

## પાણી વિના ચાલે કે?

ખાધા વિના ચાલે ખરૂં, પણ માણસને પાણી વગર તો ચાલેજ નહિ એમ કહેવાય છે ને એ વાત સાચી છે. અપવાસ કરનારાઓ પણ અમુક ગાળે થોડું થોડું પાણી તો પીયે છેજ. પણ દુનિયામાં નવાઇઓનો પાર નથી. તારાન્તુલા નામની કરોળીયાઓની એક જાત પાણી વિના ચલાવી શકે છે. તે સિવાય કેટલીક જાતની ધરોળી પણ પાણી નથી પીતી. વળી

વેરાન અને ઉજડ પ્રદેશો જ્યાં પાણી હોતું નથી ત્યાંના સાપ, વગેરે પ્રાણીઓ પાણી વગર ચલાવી શકે છે. ઉંટ પાણી વગર આઠ દહાડા ચલાવી શકે છે એ જાણીતી વાત છે.

## હમ્બગ

હમ્બગ શબ્દ ઇંગ્રેજી જાણનારાઓમાં ખુબ વપરાય છે. હવે તો તેનો વપરાશ ઘણો વધી પડેલો છે ને જે તે વાપરે છે. એનું મૂળ જાણવા જેવું છે. યુરોપમાં ઓગણીસમી સદીના પાછલા ભાગમાં એક મોટી લઢાઇ ચાલતી હતી તે વેળા ખોટા ગપગોળા, જુઠા હેવાલોવાળી પત્રિકાઓ, અડબંગ જેવી ખબરો વગેરે બધું જર્મનીના હેમ્બર્ગ શહેરમાંથી ઘણું બહાર પડતું હતું. એટલે સુધી, કે કોઇ કંઇ વિચિત્ર વાત કહે તો સૌ "હેમ્બર્ગથી લાવ્યો, હેમ્બર્ગથી લાવ્યો" એમ ઠેકડી કરતા થઇ ગયા. એમ કરતાં કરતાં હેમ્બર્ગનું હેમ્બગ ને આખરે હમ્બગ થઇ ગયું. આ શબ્દ ઇંગ્રેજી ભાષાની જુની ચોપડીઓમાં વપરાયલો નહિ દેખાય.

## રમુજી કારણ

એક છત્રી વેચનારની દુકાને પાટીઉં મારેલું હતું કેઃ આ વરસે પુષ્કળ વરસાદ પડશે.

એક ઘરાકને નવાઇ લાગી. તેણે દુકાનદારને પૂછ્યુંઃ

કેમ સાહેબ, તમને કયાંથી ખબર પડી કે વરસાદ આ વરસે પુષ્કળ પડશે?

છત્રી વેચનારે જવાબ દીધો: ઓહો ! એ તો ચોકખું છે. અમે આ સાલ વિલાયતથી ઘણીજ છત્રીઓ મંગાવી છે, તેથી.

## મીઠાનું તળાવ

દક્ષિણ આસ્ટ્રેલીયામાં એક અતિ વિચિત્ર તળાવ છે. એ કેવળ શુદ્ધ મીઠાનું તળાવ છે. જમીનમાં એક મોટો ખાડો છે ને તે શિયાળામાં ભરાઇ જાય છે. ઉનાળામાં પાણી સૂકાઇ જાય છે અને ત્યાં શુદ્ધમાં શુદ્ધ મીઠાનો મોટો જથ્થો અવશેષ તરીકે રહે છે. દૂરથી જોઇએ, તો જાણે બરફનો ડુંગરજ લાગે. આ મીઠું એવું મજબૂત ને ગઠ્ઠા જેવું હોય છે કે માણસો તો શું પણ ગાડાં સુદ્ધાં એના ઉપરથી પસાર થઇ જાય છે. એટલું ખરૂં કે એ ગઠ્ઠા નીચે ગંદુ ખારૂં પાણી પણ પુષ્કળ હોય છેજ.

ઉનાળામાં સૂરજ પોતાનું કામ કરી લે એટલે પછી મીઠું એકઠું કરી લેવાય છે. એના મોટા ગચીયા ને ગચીયા કાપી કાઢી તેના ઢગ મારે છે. તે સૂર્યના અજવાળાથી ઝગઝગી રહે છે પછી એને ગાડાંઓમાં ભરી કારખાને લઇ જવામાં આવે છે. ત્યાં સાફ કરી બજારમાં મોકલે છે.

## આંટણનો ઉપાય

ઘણા માણસની ચામડી એવી હોય છે કે જોડા પહેર્યાથી આંટણ થયા વગર રહેતુંજ નથી. નવા જોડા હોય ત્યારે તો આંટણ ઘણાખરાને થાયજ છે. આનો ઉપાય જાણેલો ઠીક.

(૧) પીલુડીના ઝાડના પાંદડાનો રસ કાઢી તેમાં જરા સિંધવ નાંખી આંટણ પર ઘસવું.

(૨) દીવેલથી પણ આંટણનો ફોલ્લો બેસી જાય છે.

(૩) જોડામાં અંદરથી માખણ અને સંઘજીરૂ બે ત્રણ વાર ચોપડવાં. એથી આંટણ બનતાં સુધી પડશેજ નહિ.

## પ્રાણીઓનાં આયુષ

હાથીઓ સો સવાસો વરસ સુધી જીવે છે. ઘોડા ગધેડાં કુતરાં વગેરે વીસથી ત્રીસ વરસના આશરાનું આયુષ્ય ભોગવે છે. પણ માછલીઓ બહુ લાંબુ જીવે છે. સામન નામની માછલી સો વરસ, અને પાઈક તો બસો વરસ જીવે છે. કહે છે કે મગર અને કાચબાઓ ત્રણસો વરસ સુધીનું આયુષ્ય ગાળે છે. પણ એ સૌથીયે લાંબું જીવન વહેલનું ગણાય છે. વહેલ પાંચસો વરસ સુધી જીવે છે, એવો અડસટો કઢાયો છે અને એના શરીરના બંધારણ તરફ ધ્યાન આપતાં

એ વાત સાચી લાગે છે.

## બચુકલી ટપાલ ઓફીસ

દુનિયાની સૌથી નાની ટપાલ ઓફીસ મેગેલનની સામુદ્રધુનીમાં આવેલી છે. સૌથી નાની છતાં એ સાથી વધારે સુરક્ષિત છે.

એક મોટા ખડક પર એક રંગેલા પીપને સાંકળ વડે બાંધેલું છે—એવી રીતે કે ટેરાડેલફુએગોની સામે છૂટથી એ તર્યાં કરે છે. ત્યાંથી પસાર થતું દરેક વહાણ—સ્ટીમર—તેમાંના કાગળો કાઢી લેવા અને નવા મૂકવા માટે હોડી છોડે છે. આ નાનકડી ટપાલ ઓફીસને ટપાલીની કે માસ્તરની જરૂર નથી. દુનિયાના તમામ જહાજી કાફલાઓ એનું રક્ષણ કરે છે અને હજુ સુધીમાં લડાઇ વેળા સુદ્ધાં કોઇ પણ પ્રજાએ એના પર તરાપ મારી હોય એવું બન્યું નથી.

## આવું બનાવો

લીમડી ગામે ગાડી મલી

રમા નેમુને માર

આ વાકય બંને છેડેથી એક સરખું વંચાય છે. આવાં વાકય બનાવવાનું અઘરૂં છે. તમે પ્રયાસ કરી જોજો.

## આવું બનાવજો

એકથી પચીસ સુધીના આંકડાઓની પાંચ પાંચની પાંચ હાર ગોઠવો. આ હાર આડી ને ઉભી એવી થવી જોઇએ કે દરેક હારનો સરવાળો ૬૫ થાય.

લ્યો, જુઓ:

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ | ૨૪ | ૧ | ૮ | ૧૫ |
| ૨૩ | ૫ | ૭ | ૧૪ | ૧૬ |
| ૪ | ૬ | ૧૩ | ૨૦ | ૨૨ |
| ૧૦ | ૧૨ | ૧૯ | ૨૧ | ૩ |
| ૧૧ | ૧૮ | ૨૫ | ૨ | ૯ |

ઉભી હાર ને આડી હારનો સરવાળો કરી જુઓ. બે ચોકડીહારોનો સરવાળો પણ ૬૫ જ થાય છે.

## ગમ્મતની ગણતરીઓ

ક્યાં માણસ ને ક્યાં ચાંચડ ! માણસ ચાંચડને ચોળી નાંખે છે, પણ ખરૂં જોતાં ચાંચડના પ્રમાણમાં જેવડું શરીર એને મળ્યું છે તેવડી શક્તિ એનામાં નથીજ. ચાંચડ પોતાના પ્રમાણમાં જેવડો કુદકો મારે છે તેવડો માણસ પોતાના શરીરના પ્રમાણમાં મારી શકતો હોય તો એ કુતુબ મિનાર પરથી સહેલાઇથી કુદકો મારે. ઘાસકંસારીની કુદકાશક્તિ

શરીરના પ્રમાણમાં માણસને મળી હોય તો એ દશ બાર કુદકે તો સુરતથી વલસાડ જઈ પહોંચે.

બગાઇના જેટલી શક્તિ માણસને હોય તો એ નાળીયેરના ઝાડને દંડા રૂપે રાખી તેના પ્રમાણમાં ગિલ્લી લઇ ગિલ્લી દંડા રમી શકે.

ઘાસમાં ફરતા કેટલાક જંતુ જેટલી ભૂખ આપણને લાગતી હોય તો રોજ આપણને અધમણ અનાજ ખાવાને જોઇએ.

કીડી પોતાના કરતાં ચારગણા ભારે ઘઉંના દાણાને પોતાના દરમાં લઇ જાય છે, અને પોતાનાથી હજારો ગણી ઉંચાઇવાળા ઝાડ પરથી ગબડીને જમીન પર પડે છે, તોયે એને કંઇ વાગતું નથી !

કુદરતની કળા ગહન છે !

## મફતનો ખોરાક

આપણે ઘણી વસ્તુઓ ખાઇએ છીએ, પણ સૌથી અગત્યની વસ્તુ હવા છે. આપણે કુલ રોજ કેટલી હવા ખાઇએ છીએ એનો તમને ખ્યાલ છે? એક શ્વાસોશ્વાસમાં ૩૦ ઘન ઇંચ જેટલી હવા આપણા શરીરમાં નાક વાટે જાય છે. એ રીતે ચોવીસ કલાકમાં ૬૪૮૦૦૦ ઘન ઇંચ હવા આપણા શરીરમાં જાય છે અને તેનું વજન પોણો મણ કરતાં કંઇક વધારે છે. માણસને રોજ બશેર ત્રણ શેર ખોરાક ને ચાર

પાંચ શેર પાણી જોઇએ છે પણ હવા તેને પોણો મણ જોઇએ છે.

## ફ્રેંચ ચાલાકી

કેટલાક વખત પર જાપાનની એક પેઢીએ દેવાળું કાઢ્યું હતું. ફ્રાન્સના એક વેપારીનો જાપાનની સાથે મોટો વેપાર હતો. પોતાના સંબંધવાળી પેઢીજ ડૂબી છે કે કેમ એ જાણવાની તેને કુદરતીજ ચટપટી થઈ. પણ કઈ પેઢી ડુબી તેનું નામ જાહેર થયું ન હતું એટલે તે જાણવા એ એક બેંકમાં ગયો, અને ડૂબેલી પેઢીનું નામઠામ પૂછયું.

શરાફ કહેઃ મારાથી કોઈનું નામ કેમ દેવાય ? હજી સત્તાવાર રીતે નામ જાહેર થયું નથી અને હું નામ દઉં તો કાયદેસર ગુન્હામાં આવી જાઉં.

વેપારીએ બહુ માથાફોડ કરી, પણ બેન્કર તો એકનો બે નજ થયો. આખરે પેલા વેપારીએ કહ્યું: એક કામ કરો. હું તમને દશબાર પેઢીનાં નામો લખી આપું. તેમાં તે ડૂબેલી પેઢીનું નાંમ છે કે નહિ એટલુંજ મને કહેજો. પેઢીનું નામ દેવાની જરૂર નથી.

હા, તેમ બની શકશે—શરાફે કહ્યું.

વેપારીએ દશ નામ લખી આપ્યાં. શરાફે જોઇને કહ્યું:

હા, એમાં નામ છે.

વેપારી તો રહવા જેવો થઇ ગયોઃ હાય, હાય! તો તો હું મૂઓજ!

શરાફ કહેઃ જાઓ જાઓ મારા ભાઈ! તમે કેવી રીતે જાણ્યું?

વેપારી બોલ્યોઃ શેઠ મારા! એમાં એક બેજ નામ સાચાં ને ચાલુ પેઢી જેની સાથે મારે વહીવટ છે તેનાં છે. બાકી બીજાં બધાં નામ જોડી કાઢેલાં ને કોઈ પેઢીજ ન હોય તેવાં છે. એ મેં અહિંજ બનાવી કાઢેલાં. મારે જોઇતું હતું તે મળી ગયું!

કેવી ચાલાકી!

## ૯૫ ચંદાનું ઘડીયાળ

રૂશિયાની રાજધાની જે અસલ સેંટપિટર્સબર્ગ કહેવાતી, તે પછી પેટ્રાગ્રાડ કહેવાતી થઇ ને હવે લેનીનગ્રાડ કહેવાય છે તેમાં એક અજબ જેવું ઘડીયાળ છે. દુનિયામાં એનો જોટો નથી. એની ભવ્યતા કેવી છે તે તો જુઓ. ૯૫ તો એને ચંદા છે. એકી વખતે દુનિયાના ત્રીશ જુદા જુદા ભાગોમાં કયો ટાઇમ ચાલે છે તે એ બતાવે છે. તે ઉપરાંત પૃથ્વીની સૂર્યની આસપાસની ગતિ, ચન્દ્રની કળાઓ,

જ્યોતિષનાં ચિન્હો અને જુદા જુદા પંચાંગની તિથિઓ પણ એમાંથી માલમ પડે છે.

સ્વીટ્ઝરલાંડ—જેને ઘડીયાળોનો દેશ કહીએ તો પણ ચાલે, તે દેશમાં આ ઘડીયાળ બન્યું છે અને રૂશિયા લઈ ગયા પછી ગોઠવતાંજ બે વરસ તો લાગેલાં.

હવે કયાંક કયાંક વગર ચાવીનાં ઘડીયાળ પણ બનવા માંડ્યા છે. એની ખૂબી એવી હોય છે કે એના ઢાંકણાની અમુક ગતિને લીધે એની કમાન ઉકલી ગયા પછી પાછી પોતાની મેળે વિંટળાઇ જાય છે.

## ૪૬નો સરવાળો

ચારથી ઓગણીસ સુધીના કુલ સોળ આંકડાઓની એવી ચાર હાર કરો કે ઉભી ને આડી હારના સરવાળા કરતાં દરેક હારનો સરવાળો ૪૬ થાય.

જુઓ:

| | | | |
|---|---|---|---|
| ૧૯ | ૫ | ૬ | ૧૬ |
| ૮ | ૧૪ | ૧૩ | ૧૧ |
| ૧૨ | ૧૦ | ૯ | ૧૫ |
| ૭ | ૧૭ | ૧૮ | ૪ |

વળી આમાં ચોકડીહારોના સરવાળા પણ ૪૬ જ થાય છે.

તમે સરવાળો કરી જુઓ.

## પેટમાં દુખે ત્યારે–

(૧) થોડી રાઈ તેલમાં સ્હેજ ભીંજવી ગળી જાઓ.

(૨) સહેજ હીંગ લઇ તેની ભુકી ફાકી જવી.

(૩) એકજ વાર ચણા જેટલો ચુનો ને ચણા જેટલો ગોળ ભેગા કરી ખાવાં.

(૪) આદુ ને મીઠું ભેગાં કરી ખાઈ જવાં. કંઇ રોગ જેવું નહિ હોય તો મટીજ જશે.

## આણંદનો બકરો

આ વાત બનેલી છે. છાપાંઓમાં આવેલી હતી.

કેટલાક વખત પર આણંદમાં એક સરકસ આવેલું. એ સરકસના હાથીઓ સ્ટેશનથી પોતાના તંબુ તરફ જતા હતા. એવામાં રસ્તે એક બકરો ઉભો હતો. પહેલાં તો હાથીઓનું આ લશ્કર સામેથી આવતું જોઇ તે ગભરાયો. પણ પછી તેને થયું કે મારા ગામમાં આ પરાયા કોણ! પોતાની સઘળી હિંમત એકઠી કરીને એ તો બે પગ પર ટટાર ખડો થઇ ગયો, અને હમણાં હાથીઓને શીંગડાં મારશે એમ લાગ્યું. તેનું આ સાહસિક શૂરાતન જોઇને હાથીઓની સેનાને મોખરે ચાલતો મુખ્ય હાથી ગભરાઇ બેસી ગયો ને

બીજો એક બરાડવા લાગ્યો ને પાછો ફર્યો. એટલે બાકીના પાંચ છ પણ ગભરાઇને ઉભી પુંછડીએ નાઠા. આમ ભલભલા દેશદેશાવરના હાથીઓને પોતાની હિંમતથી એક બકરાએ નસાડયા !

હિંમતે મર્દા તો મદદે ખુદા !

## ઠોઠ વિદ્વાનો

નીચેના દાખલા વાંચીને કોઈ ઠોઠ નિશાળીયાએ મનમાં ફુલાવાની જરૂર નથી.

નેપોલિયન ભણવામાં તદ્દન ઠોઠ હતો. નેપોલિયનને હરાવનાર વેલિંગ્ટનને તો તેનો મહેતાજી નાલાયકજ કહેતો.

ઇંગ્રેજી કવિ ગોલ્ડસ્મીથ આજે જગમશહુર છે પણ નિશાળમાં એને લેસન કદિ ન આવડે. જાણીતો લેખક ડીન સ્વીફ્ટ પણ નપાસજ થતો.

કવિ વર્ડ્ઝવર્થ ડાબા હાથનો પહેલો નંબર રાખતો. સ્કોટલાંડનો માનીતો કવિ રોબર્ટ બર્ન્સ નામે થઇ ગયો છે તે યે નિશાળમાં ઢબ્બુજ લેખાતો.

હિંદના જાણીતા નેતા સિ. વાઈ ચિંતામણિએ મેટ્રીકની પરીક્ષા પણ પસાર કરી નથી. સાર્વજનિક કેળવણી મંડળના સ્થાપક રા. ચુનીલાલ શાહે પણ કોઈ જાતની પદવી મેળવેલી નહિ.

માત્ર ભણવાની હોંશિયારીમાંજ કોઇ પણ માણસની શક્તિનું માપ આવી જતું નથી એ સમજવા જેવું છે.

## ગુજરાતનાં ગામ

કેટલાક કવિઓએ જાણે અજાણે એવી કવિતા રચી છે કે તેમાં ગુજરાતના એકાદ ગામનું નામ સમાઈ જાય. જુઓ નીચેની લીટીઓમાંથી તમને કંઇ ગામના નામ જડે છે?

(૧) તુલસી દયા ન છાંડીએ
જબ લગ ઘટ મેં પ્રાન
(તુલસી)

(૨) જે કોઇ પ્રેમ અંશ અવતરે
પ્રેમ રસ તેના ઉરમાં ઠરે
(દયારામ)

(૩) મૃત્યુ કેરૂં સ્વરૂપ જો સાચું માનવ પ્રીછશે
દ્વાર નવજીવન તણું જાણી નિરંતર રીઝશે
(નરસિંહરાવ)

(૪) અમારાં વસાણું સતો સૌ કોઇને ભાવે
અઢારે વરણ જેને હોરવાને આવે
સંતો અમે વહેવારીયા શ્રી રામ નામના
(નરસિંહ મહેતો)

(૫) સૂતા શય્યાએ શ્રી અવિનાશરે
અષ્ટ પટરાણીઓ છે બે પાસરે
બોલી સાહેલી શિર નામીરે
દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામીરે!
(પ્રેમાનંદ)

(૬) સખી ત્રીજે તે વન કેરા ઝાડોરે
દશ ફળ મંગાવે છે દહાડોરે

આ નામો બધાં ચાર અક્ષરના છે. તે શોધી કાઢો ને ન જડે તો આ ચોપડીને કોઇક પાને છાપ્યાં છે, તે જુઓ.

## અતિશયમાં સાર નહિ

આ વિષય પર આપણી ભાષામાં કેટલીક કહેવતો છે! તમે શું ધારો છો? જુઓઃ

અતિશયમાં સાર નહિ.
રંગનાં કુંડાં ન હોય, રંગનાં તો ચટકાં હોય.
સબકું રસમેં રાખીએ, અંત લીજીયે નહિ.
અતિ સર્વત્ર વર્જયેત.
અતિશે વલોવેથી ઝેર નીકળે.
અતિ તાણ્યે તૂટી જાય.
શીતળ ચંદનને બહુ ઘસીયે તો આગ નીકળે.

અતિ ભલો નહિ બોલવો, અતિ ભલી નહિ ચૂપ.
અતિ ભલો નહિ વરસવો, અતિ ભલી નહિ ધૂપ. (તડકો)
અતિ ઘણું ના તાણીયે, તાણે તૂટી જાય.
તૂટયા પછી જો સાંધીએ, તો ગાંઠ પડે વચમાંય.

## કંજુસાઇનો નમૂનો

એક ગરીબ માણુસ એક કંજુસ શેઠીયા પાસે ગયો અને કહ્યું કેઃ સાહેબ મારે આપને એક વિનંતિ કરવાની છે.

પેલો કંજુસ બોલ્યોઃ મારે પણ એક વિનંતિ કરવાની છે. તે પહેલાં કબુલે તો પછી તારી વાત.

વારૂ સાહેબ, કહો—પેલા ગરીબે કહ્યું.

મારી વિનંતિ એ છે કે તારે મારી પાસે કંઇ માંગવું નહિ. બોલ, હવે તારે શું કહેવું છે!

સાહેબજી—કરી પેલો ગરીબ રસ્તે પડયો!

## પગના હાથ બનાવ્યા

સીઝર ડુકોરનેટ લીલ નામના શહેરમાં ફ્રાંસ દેશમાં જન્મેલો. જન્મથીજ એને હાથ ન મળે. તદ્દન ઠુંઠો, બિચારો જીંદગી જેમ તેમ ગુજારે. ઇસ્પીતાલમાં રહે. દરેક જણ એની દયા ખાય.

પણ આખરે એને પોતાની એવી જબરી દયા આવી

કે એણે હાથનું કામ પોતાના પગ પાસે કરાવવાનો નિશ્ચય કર્યો. એણે એવું સાંભળેલું, કે કેટલાક માણસોએ ખંત અને મહેનતથી પગ વડે લખવાનો પ્રયત્ન કરી જોયેલો, અને તેમાં ફાવેલા. સીઝરને ચીતરવાની કળા પર બહુ પ્રેમ. એટલે એણે પોતાના પગના આંગળાં વડે એમાં હોશિયારી મેળવવાનો ઠરાવ કર્યો. એણે એવો પ્રયત્ન કર્યો ને એટલી મહેનત કરી કે એને સફળતા તો મળીજ. એટલુંજ નહિ પણ લીલ નગરીમાં થયેલા પ્રદર્શનમાં એનાં ચિત્રો મૂકાયાં. છ વરસ રહીને પારીસની રોયલ એકેડેમીએ ચિત્રકળાની પરીક્ષા લીધી તેમાં પણ એ બેઠો ને અઢીસોમાંથી બીજે નંબરે આવ્યો. અઢારમો લુઈ રાજા એની કારીગરી જોઇને એટલો રાજી થયો કે એને સાલીયાણું બાંધી આપ્યું. અને આજે તો ફ્રાન્સમાં એની કળાનાં ખૂબ વખાણ થાય છે.

પ્રયત્નથી કાળા માથાનો માનવી શું નથી કરી શકતો ?

## ઝાડની ઉંચાઇ

તમે રસ્તે ફરવા નીકળો ને શહેર બહાર કે બીજે તમારા જોવામાં કોઇક ઝાડ આવે, અને તેની ઉંચાઇ માપવાનું તમને મન થઈ આવે તો તમે શું કરશો ? કંઇ ઉપાય સૂઝે છે ?

તમારી પાસે જો એકાદ લાકડી હોય તો તેને બરાબર ઉભી જમીનમાં ખોસી દેવી, એવી રીતે કે એનો છાંયો પેલા ઝાડના છાંયાને બરાબર પડખેજ પડે.

પછી લાકડીના છાંયાને માપી જુઓ. લાકડીની લંબાઈ અને તેના છાંયા વચ્ચે જે પ્રમાણ હોય તેજ પ્રમાણ ઝાડના છાંયા અને ઝાડની ઉંચાઇ વચ્ચે સમજવું. દાખલા તરીકે લાકડી અઢી ફુટ હોય ને તેનો છાંયો ત્રણ પુટ હોય; બીજી બાજુ ઝાડનો છાંયો ૨૧ પુટ હોય હોય તો ઝાડની ઉંચાઈ લાકડીની લંબાઇથી સાત ગણીજ હોય. આ હિસાબમાં ભૂલ નહિ આવે. તમે ફરવા જાવ તો કોઈક કોઈક વાર આવું કરી જોજો. ગમ્મત પડશે.

## લઢાઇનાં આયુષ

મહાભારતની લઢાઇ અઢાર દિવસજ ચાલેલી. લઢાઈ ઘણી મોટી ને માણસ ઘણાં કપાયાં, છતાં એટલી ટુંકીજ ચાલી એ નવાઈ જેવું. જાપાન અને રૂશિયાની લઢાઈ એક આખું વરસ ચાલેલી. અમેરિકામાં ચાલેલી માંહોમાંહેની લઢાઇએ ચાર વરસ ખેંચેલા. બીજી બાજુ ઇંગ્લાંડે ફ્રાન્સ સાથે સો વરસ સુધી ચાલુ ને ચાલુ ઘમસાણ મચાવેલું એમ ઇતિહાસ કથે છે.

## એક જાદુનો ખેલ

નીચે મુજબ અંગ્રેજી અક્ષરોનું કોષ્ટક એક કાગળ પર લખવું. પછી કોઈ દોસ્ત ભાઇબંધ કે ગમે તેને કહેવું: ઇંગ્રેજીમાં કોઇ પણ નામ યા શબ્દ ધારો, અને હું માંગું તેટલી વિગત આપશો તો તમારો ધારેલો શબ્દ ખોળી આપીશ.

કોષ્ટક આ પ્રમાણે છે:

| | | | | |
|---|---|---|---|---|
| A | B | D | H | P |
| C | C | E | I | Q |
| E | F | F | J | R |
| G | G | G | K | S |
| I | J | L | L | T |
| K | K | M | M | U |
| M | N | N | N | V |
| O | O | O | O | W |
| Q | R | T | X | X |
| S | S | V | Y | Y |
| U | V | W | Z | Z |
| W | W | | | |
| Y | Z | | | |

સામો માણુસ કહે કે શબ્દ ધાર્યો, એટલે પૂછવું: પહેલો અક્ષર કોષ્ટકમાંની કઇ કઈ ઉભી હારમાં છે તે કહો. એ પછી

બીજો અક્ષર. તે પછી ત્રીજો. એમ જેટલા અક્ષર હોય તેટલાનું પૂછી નોંધી લેવું. હવે જે જે હારો દરેક અક્ષર માટે કહી હોય તેના પહેલા મથાળેના અક્ષર કક્કાવારીના કેટલામા અક્ષર છે તે કાઢી તેનો સરવાળો કરવો. અને જે સરવાળો આવે તેટલામો કક્કાવારીમાંનો અક્ષર ગણી કાઢવો. સામા માણસે ધારેલો અક્ષર તે એજ હોય.

દાખલા તરીકે એમ એ વાઇ MAY શબ્દ સામા ધણીએ ધાર્યો. હવે તેને તમારા શબ્દનો પહેલો અક્ષર કઇ કઇ હારમાં છે એમ પૂછતાં પહેલી ત્રીજી ને ચોથી બતાવશે. આ ત્રણ હારના પહેલા અક્ષરો અનુક્રમે એ, ડી ને એચ છે. અને 'એ' કક્કાવારીનો પહેલો, 'ડી' ચોથો ને 'એચ' આઠમો અક્ષર છે. એટલે ૧+૪+૮=૧૩ મો કક્કાવારીમાંનો જે અક્ષર હોય તે અવશ્ય ધારેલા નામનો પહેલો અક્ષર હોય જ. એ રીતે 'એમ' જડશે.

ધારેલા નામનો બીજો અક્ષર તો ફક્ત પહેલીજ હારમાં છે એટલે તે તો "એ" જ છે એમ પકડાઈ જાય છે. દરેક હારના મથાળાના અક્ષરો આખા કોષ્ટકમાં એકેક વારજ છે, બીજી વાર નથી.

ત્રીજો છેલ્લો અક્ષર વાઇ સામો ધણી પહેલીમાં, ચોથીમાં ને પાંચમી હારમાં છે એમ કહેશે. તેના પહેલા અક્ષરો એ,

એચ ને પી છે તે ઇંગ્રેજી કક્કાવારીમાંના પહેલા + આઠમા + સોળમા એ પ્રમાણેના અક્ષરો છે. એટલે કક્કાવારીનો (૧+૮+૧૬=૨૫) પચીસમો અક્ષરજ તે હોય એટલે કે "વાઇ"જ હોય.

આ કોષ્ટક વડે એ ગમ્મત તમે અવારનવાર કરી જોજો. ઘણીજ મઝા પડશે. શરૂઆતમાં અટપટું લાગશે, ટેવાઇ જશો એટલે નહિ લાગે.

## ખબર છે?

ઇંગ્રેજ સાંકડા મનવાળો ગણાય છે.

સ્કોટ કંજુસ ગણાય છે.

આઇરીશ કચકચીયો મનાય છે.

ફ્રેંચ મળતાવડો લેખાય છે.

અમેરિકન ઉદાર લેખાય છે.

જાપાની પાકો ગણાય છે.

## માણસખાઉ ઝાડ

માડાગાસ્કરમાં માણસખાઉ ઝાડની એક જાત મળી આવી છે. સામન ચેઝ નામના એક સંશોધકે એ શોધ કરી છે. માડાગાસ્કરમાં મુસાફરી કરતાં એને એવા ઝાડનો અનુભવ થયો,

ત્યાંના મૂળ જંગલી વતનીઓ એ ઝાડને મેલા દેવ તરીકે માને છે અને ભોગ ધરાવે છે; તથા ભજનો ગાઇને ખુશ કરવાનો પ્રયાસ કરે છે.

એ ઝાડ આઠ ફુટ લાંબું ને કાંટાળું હોય છે. માણુસ એને અડે એટલે એના સપાટામાં આવી જાય છે અને એના કાંટાઓમાં ભીચડાઈ મરે છે.

કોઇ કંઇ ગુન્હો કરે તો ત્યાંના જુના રહીશો તેને આ ઝાડ સાથે બઝાડી તેનો નાશ કરતા.

કુદરતની કારીગરી બહુ વિવિધતાભરી હોય છે.

## ડાબો હાથ

ડાબો હાથ આપણે ભાગ્યેજ વાપરીયે છીએ. ડાબે હાથે ખાવું કે લખવું મુશ્કેલ લાગે છે. આથી ઘણાને લાગે કે ડાબો હાથ એવું કંઈ કામ કરી શકેજ નહિ.

પણ એમ નથી. જમણે હાથે ખોડવાળા માણુસો ડાબે હાથે બધુંજ કામ કરી શકે છે. અને ડાબે હાથે ખાવાનો કે લખવાનો મહાવરો રાખ્યો હોય તે ઘણીક વાર મદદગાર થઈ પડે છે. જમણે હાથે કંઈ વાગ્યું હોય ને ચચરતું હોય તો પણ (ડાબો હાથ ફાવતો ન હોય તો) તે વાપરવો પડે છે. આને બદલે ડાબા હાથનો મહાવરો રાખ્યો હોય તો સારો પડે. જાપાનમાં ઘણા છોકરા એવો મહાવરો રાખે

છે. એવો મહાવરો પાડવામાં મજા આવે છે એ પણ ખરૂં.

## પારસીઓ અને હિંદુઓ

એમ મનાય છે કે અસલ પારસીઓ અને હિંદુઓ એ તદ્દન એકજ પ્રજા હતી. પછી ફાટપુટ પડી ને તેથી એક જુદો ફાંટો થયો ને તેઓ બીજે જઈ વસ્યા.

આ વસ્તુના પુરાવા હિંદુઓના અને પારસીઓના ધર્મગ્રંથો પરથી માલમ પડે છે. તેમાંની ભાષા ઘણી મળતી આવે છે. પારસીઓની ઝંદ ભાષા અને હિંદુઓની સંસ્કૃત ભાષામાં ઘણા શબ્દો એકના એક છે. વળી હિન્દુઓની અને પારસીઓની ધર્મક્રિયા તથા વિચારો સરખાવી જોતાં તેમાં પણ મળતાપણું જણાય છે. કસ્તી અને જનોઇની વિધિમાં બહુ ફેર નથી. ઘણા વિદ્વાનોએ આ બાબતમાં શોધખોળ કરી અસલ બંને એકજ હતા એમ નક્કી કર્યું છે.

## વહેલો તે પહેલો—

વહેલો તે પહેલો, ભુલે તે ઘેલો
પહેલાને પાણી, પાછળનાને કાદવ
પહેલો મારે તે કદિ ન હારે
મુઠ્ઠીમાંનો જીતે ને ઓટીમાંનો હારે

પહેલાની પત્રાળી સવાની, પાછલાંને પઇની
પહેલાને પ્રસાદ, પાછલાને એઠ
રસકસ ચૂસાઇ ગયા ને હવે રહ્યા તે કુચા.

## પોપટ

પોપટ બહુ ચાલાક પક્ષી છે. એને ઘણુંક કામ કરતાં શીખવી શકાય છે ને એ બોલતાં પણ ઝટ અને ઘણું શીખે છે. અમેરિકાના ટેક્ષાસ નામના શહેરમાં તો એક પોપટશાળા છે. મુખ્યત્વે એ નિશાળમાં પોપટોને બોલતાં શીખવવામાં આવે છે. જુદી જુદી આવડતવાળાના વર્ગ પણ જુદા. જે માણુસ પોતાના પોપટને ભણાવવા ઇચ્છતો હોય તે ત્યાં મૂકી આવે. થોડી ફી તો આપવીજ પડે. ફોનોગ્રાફની મદદથી આ પોપટોને ઇંગ્રેજી બોલતાં શીખવે છે. થોડે થોડે વખતે પરીક્ષા પણ લેવાય છે. કોઇ પોપટ નબળો માલમ પડે તો તેની કાળજી પણ લેવાય છે ને છેક ઠોઠ હોય તો કાઢી મૂકે છે. સરકસમાં કેવાં*કેવાં કામ પોપટ કરે છે તે આપણે જોઇએ છીએ. આ પ્રમાણે પોપટો પણ શીખીને હોંશિયાર બની શકે છે.

## મોટો ભૂ-ગોળો

પારીસની એક નિશાળમાં ભૂગોળ જુદીજ રીતે શીખવે

છે. એક ઘણોજ મોટો માટીનો પૃથ્વીનો ગોળો બનાવવામાં આવ્યો છે, અને તે નિશાળના વાડામાં રાખ્યો છે. આ ગોળા પર શહેરો, બંદરો, નદી, પહાડ વગેરે દરેક વસ્તુ બરાબર પાડેલી છે. ગોળો ઘણોજ મોટો છે. તેની આસપાસ ફરતાં પણ ઘણી વાર લાગે છે.

જ્યારે ભૂગોળ શીખવાની હોય ત્યારે છોકરાંઓ બધા પેલા ગોળા પાસે દોડી જાય છે અને હસતાં કુદતાં રમતાં ગોળાને જૂએ છે. રમતમાં ને રમતમાં ભૂગોળ તેમના મગજમાં ઠસી જાય છે, ને વળી મહેનત કરી પડતી નથી.

## વરૂની વત્સલતા

વરૂ પ્રાણી તો જંગલી છે; પણ એને એક આદત અજબ જેવી છે. નાનાં બાળક પર તે બહુ પ્યાર રાખે છે અને તેને ઉછેરીને મોટું કરે છે. થોડા વખત પર બંગાળામાં વરૂએ ઉછેરેલી બે છોકરી મળી આવી હતી. એક આઠ વરસની હતી ને બીજી બે વરસની. ઘણીજ નાની ઉમ્મરે તેઓ જંગલમાં ખોવાઇ ગઇ હશે. ત્યાં વરૂના હાથે ચઢેલી; અને વરૂઓએ તેને ધવડાવી, ખવડાવી, મોટી કરેલી. વરૂઓએ ઉછેરેલાં બાળકના કિસ્સા ઘણા મળી આવે છે. અને વરૂને એવાં બાળક પર એટલો પ્રેમ હોય છે કે તે એને છોડવા, કે જવા દેવા પણ ઇચ્છતું નથી અને કોઇ માણસ

ઉઠાવી જવા માંડે તો તેની સાથે લઢાઇ કરે છે.

લખનૌ, નૈનિતાલ, સિકંદરાબાદ વગેરે શહેરોની પાસેથી પણ વરૂએ ઉછેરેલાં બાળકો મળી આવ્યાના દાખલા નોંધાયા છે. એ બાળકો જંગલી પ્રાણી જેવાજ હોય છે.

## સપનાં

વિજ્ઞાન બહુ આગળ વધતું જાય છે. લંડનમાં થતી વાતો અહિં સંભળાય છે અને હવે તો દૂરનું જોઈ શકાય એવી પણ તરકીબ નીકળી છે. કાન, આંખ, હાથની શક્તિ માપવાનાં યંત્ર પણ નીકળ્યાં છે. આમ છતાં હજુ સપનાં કેમ આવે છે ને દરેક સપનામાં જે દેખાય છે તે શાથી દેખાય છે એની ચોકસ શોધ કોઈ કરી શકતું નથી. કેટલાકો કંઈ કંઈ કહે છે પણ કોઈનો મેળ બેસતો નથી. ઘણી વાર સપનામાં આપણે કદિ જોઈ ન હોય કે જેને વિષે વિચાર પણ ન કર્યો હોય એવી વસ્તુઓ પણ આવે છે અને આપણને કંઈ સમજાતું નથી. મોટા મોટા વિદ્વાનો અને પંડિતો પણ આ બાબતમાં હજુ કંઈ ઉકેલ કાઢી શકયા નથી.

## દિવાળીનો સાપ

દિવાળીમાં તમે સાપ "ફોડો છો?" ફટાકા, બપોરીયા, કોઠી, કોડીયા વગેરેની પેઠે નાની સરખી ચપટી દાબડીમાં

નાની સરખી ધોળી લાકડીઓની ટુકડીઓ હોય છે. ચણા જેવડી ટુકડી પર દિવાસળી ચાંપતા તેમાંથી ખાસ્સો એક ફુટ લાંબો સાપ નીકળે છે. આ ટુકડીને "ફેરાઓનો સાપ" કહે છે અને તે ફોડવામાં બહુ મજા આવે છે. કેમકે બરાબર સાપના સળવળાટ જેવોજ દેખાવ થાય છે. વળી રંગ પણ તેવોજ.

એ કેવી રીતે બનતું હશે ? પારાનું એક સંમિશ્રણ આવે છે. એમાં પારો અને ગંધક એ બેજ વસ્તુ મુખ્ય છે. એને અંગ્રેજીમાં મરકયુરી સલ્ફોસ્યેનાઇડ કહેવાય છે. એ મરકયુરી સલ્ફો૦ને જરા ઘટ્ટ બનાવી તેનો ઇચ્છા મુજબ આકાર બનાવી શકાય છે. તે આકાર કર્યો એટલે કામ પૂરૂં થયું. બીજું એમાં કંઈ કરવાનું રહેતું નથી. ફકત દિવાસળી ચાંપો એટલે સાપ નીકળ્યોજ છે ને !

મરકયુરી સલ્ફો૦ને ઘટ્ટ બનાવવા અંદર સહેજ પોટાશ નાઈટ્રેટ (સુરોખાર) અને ટ્રેગેસેંથ ઉમેરવા પડે છે. પણ એટલું યાદ રાખવું કે એ તદ્દન ઝેરી વસ્તુ છે. ધૂમાડો તથા રાખ બંને ઝેરી છે, એટલે આવો સાપ બનાવતી વેળા ભારે સાવચેતી રાખવાની જરૂર છે.

પણ જરાયે ઝેરી નહિ એવો સાપ સુદ્ધાં બની શકે છે. એટલું ખરૂં કે તે આટલો સરસ નથી થતો. બે ભાગ જવ-

ખાર, એક ભાગ સુરોખાર અને ૧ ભાગ બુરૂં (ખાંડની ભુકી) એ ત્રણુને જુદા જુદા બરાબર વાટી પછી સેળભેળ કરી તેની સોગઠી બનાવી દેવી. આ સોગઠીને ઉપરથીજ સળગાવવી. એટલે સાપ જેવુંજ થશે. તમે બનાવી જોજો.

જે કરો તે કાળજીથી અને સાવચેતીથી કરજો.

## નાગપાંચમ

નાગ પાંચમને દિવસે આપણે નાગ—સાપની પૂજા કરીએ છીએ. ખરૂં જોતાં સંસ્કૃત ભાષામાં નાગનો અર્થ તો હાથી થાય છે. સાપ નથી થતો. વળી આ નાગ પાંચમને તો સાપ સાથે કંઇ સંબંધજ નથી. નાગ નામની એક પ્રજા અસલમાં થઇ ગયેલી. તેઓ અને આર્ય પ્રજા વચ્ચે યુદ્ધ થતાં નાગ લોકો હારેલા અને આર્ય પ્રજામાં એકાકાર થઈ ગયેલા. એમ છતાં તેમનું નામનિશાન જળવાઇ રહે એટલા સારૂ આવો એક તહેવાર આર્યોએ નક્કી કરેલો, અને તે દિવસે એ જુની નાગ પ્રજાને માન અપાતું. ભીમ જે નાગકન્યાને પરણેલો તે સુદ્ધાં સાપણુ કે નાગણુ નહિ, પણુ આવી નાગ લોકોની કન્યા—માણુસજ, એમ આ પરથી ખ્યાલમાં આવશે.

## શબ્દસાંકળી

નમૂનો: કમાલ, માલતી, લતીફ. દરેક શબ્દના છેલ્લા બે

અક્ષર લઇ તેમાં અક્ષરો ઉમેરીને નવો શબ્દ બનાવવાની રમતને શબ્દસાંકળી કહે છે. દાખલા તરીકે કમાલના છેલ્લા બે અક્ષર લઇ માલતી શબ્દ બનાવ્યો ને તે પરથી લતીફ બનાવ્યો. આને બદલે કમાલ, માલસર, સરદાર, દારડેનલસ—આવી સાંકળી પણ બની શકે.

ચાર પાંચ મિત્રો ભેગા થયા હોય ત્યારે એક જણ એક શબ્દ બોલે અને બીજો તે શબ્દના છેલ્લા અક્ષર લઈ નવો શબ્દ બનાવી બોલે. એમ ને એમ આગળ ચાલી શકાય. જે શબ્દ ન બનાવી શકે તે રમતમાંથી બાતલ થાય. એમ રમી શકાય. એકલા એકલા પણ કાગળ પેન્સીલ લઇ ગમ્મત કરી શકાય. તમે એ રીતે

કદરમાંથી વીરસેન બનાવો.

કલાસમાંથી ટકોર બનાવો.

હજામમાંથી વાડીયા બનાવો.

ફરકમાંથી તકરાર બનાવો.

આ રમતથી શબ્દજ્ઞાન સારૂં વધે છે.

## મધ

મધ કુદરતી વસ્તુ છે. અને સાચું મધ મળે તો તે ઘણું ગુણકારી છે. હમણાં તો બનાવટી મધ જે ખાંડગોળમાંથી બનાવી મૂકેલું હોય છે તે બહુ વેચાય છે. આવું મધ ફાયદાને

બદલે નુકસાન કરે છે. સાચું મધ પારખવાની રીત એ છે કે તેમાં દિવેટ બોળીને સળગાવી જોવી. જો તેમ કર્યાથી તડતડ થયા શિવાય બળે તો મધ સાચું જાણવું. થોડાજ રોગ એવા હશે જેમાં મધ વાપરવાને વાંધો મનાતો હોય. ઘણા ખરા રોગમાં તો તે ગુણુજ કરે છે. અપચો, બંધકોશ, મંદાગ્નિ, હરસ, અશકિત વગેરે દરેકમાં એ ગુણુકારી છે. રોટલી સાથે રોજ મધ ખાવામાં આવે તો તેનાથી શરીર નિરોગી રહે છે.

## નારંગી

નારંગી વગેરે ફળ આપણે લોકો બહુ ખાતા નથી. માત્ર મંદવાડ હોય તોજ વાપરીએ છીએ. પણ તપાસ કરતાં દાકતરોને જણાયું છે કે હાડકાની મજબૂતી અને વધારા માટે નારંગી બહુજ ઉપયોગી વસ્તુ છે. તેથી બાળકોને નારંગીનો રસ જેમ બને તેમ પીવડાવવાનો રિવાજ પાડવો જોઇએ. એના ચાલુ ખોરાક સાથે રોજ એકેક નારંગી અપાય તોપણુ ફાયદો માલમ પડશે. બીજો ખોરાક પચાવવાનું કામ પણ નારંગોના રસમાં રહેતાં તત્વો બહુ સારી રીતે કરે છે.

## મુંગા બહેરા

એક અકસ્માતથી મુંગા ને બહેરા બની ગયેલાં માણસો

ઘણીવાર બીજા અકસ્માતથી પાછા બોલતા ને સાંભળતા થઈ જાય છે.

મુક્કાબાજીમાં કંઈક અકસ્માત થવાથી લંડનનો એક માણસ બહેરો મુંગો થઈ ગયેલો અને પાંચ વરસ તેવો રહ્યો. પછી આંગળીમાં કંઈક લાકડાની કચ્ચર ભરાઈ જતાં તે માટે વાઢકાપ કરાવવા એ ઇસ્પીતાલમાં ગયો. તે વેળા એને બેભાન કરવા દવા આપવી પડી. એ બેભાની ને તે પછીના ઓપરેશનમાં એની જીભ ખુલી ગઈ અને ભાન આવતાંજ તે બોલતો થઈ ગયો. આવા બીજા પણ કિસ્સા જાણવામાં આવેલા છે. કોઈક વાર આગ લાગે ત્યારે પણ મુંગો માણસ બોલતો થઈ જવા પામે છે.

## ખોટા ખ્યાલો

ઘણા લોકો એમ સમજે છે કે વિલાયતમાં લગન કરવાનું ઘણું સહેલું છે. વરવહુ એક બીજાને વીંટી પહેરાવે એટલે ખલાસ. બસ, પરણી ગયાં.

એવું કંઈજ નથી. વીંટી પહેરાવે તે તો માત્ર વેશવાળજ થયું. તે પછી આપણે ત્યાં જેમ ગોર બરાબર ક્રિયા કરાવે છે તેમ તે લોકોનું પણ છે. દહેરામાં વરવહુ બંને જાય છે. ત્યાં તેમને કેટલીક ક્રિયા કરવી પડે છે. પાદરી મંત્રો ઉચ્ચારે છે, તેમને ઉપદેશ આપે છે ને પ્રતિજ્ઞા લેવડાવે છે.

આ બધો વિધિ થાય ત્યારે જ લગ્ન પૂરૂં થયેલું ગણાય છે.

## મચ્છર વિષે

મચ્છર આપણને કદી કરડતો નથી. એ તો મચ્છરીબાઇ છે જે આપણને કરડે છે.

મચ્છર તો ડાહ્યો ડમરો છે. તે તો શાકાહારી છે, લોહીચુસ નથી. ફળફળાદિ પર બેસી તેમાંથી રસ ખેંચે છે. રાંધેલા ખોરાક તરફ પણ તેનું વલણ ખરૂં. મચ્છરીબાઇ તો માણસના લોહીનાજ ભૂખ્યાં.

પણ મચ્છર કે મચ્છરી બંનેને ટાળવાનો એક ઉપાય છે અને તે પીળાં કપડાં પહેરવાનો. પીળા રંગને અને મચ્છરને બાપે માર્યું વેર છે. તમે ભીંત પીળી રંગાવો, બારી પર પીળા પડદા ટાંગો, પથારીને પીળો ખોલ ને પીળી ચાદર રાખો, કપડાં પણ પીળાં પહેરો. પછી જોજો, મચ્છર તમને કનડે છે !

## વિમાનની વાત–

એક વાર એક વિમાન ઉંચે ચઢતું હતું. જોનારામાં એક મા ને તેની પાંચ વરસની દીકરી હતાં. પાંચ સાત માણસો બલુન–વિમાનમાં બેઠા અને તે ઉંચે ઉડયું. થોડે ઉંચે ચઢતાંજ દીકરી માને પૂછે છે: મા, મા ! આ લોકને

પરમેશ્વરે પોતાને ત્યાં તેડ્યા છે !

મા શું જવાબ આપે ?

## માણુસ જાતની મા

મક્કા શહેરનું બંદર જેડા ગણાય છે અને આ જેદાથી એક માઈલ ઉત્તરે એક અજબ જેવી કબર છે.

અજબ જેવી એટલા માટે કે આ કબર "ઈવ"="હુવા" =દુનિયા પર સૌથી પહેલી અવતરેલી સ્ત્રીની છે એમ માનવામાં આવે છે. મહુંમદ પેગંબર થઇ ગયા ત્યાર પહેલાંની આ માન્યતા ચાલી આવે છે. કહે છે કે આદમ=સૌથી પહેલા પુરૂપની કબર લંકામાં છે. પણ એ વિષે હજુ ઘણો મતભેદ ચાલે છે. મુસલ્માનો તો માને છે કે આદમ અને હુવા પાછળથી લઢેલાં, ને પછી હુવા અહિં જેડા ખાતે રહી અને ત્યાંજ દટાઇ.

કેટલાક એમ પણુ માને છે કે હુવા ૧૧૮ ફુટ તો ઉંચીજ હતી. પણુ આ કબર તો ૪૦૦ ફુટ લાંબી છે, એટલે એ વાત ખરી નથી લાગતી. આ કબરની પહોળાઇ તો માત્ર દશ–અગીયાર ફુટજ છે તે પરથી એનો ઘાટ બહુ નવાઈ જેવો હશે એમજ લાગ્યા વિના નહિ રહે. એ કબરની મધ્યમાં એક નાની સરખી બંગલી છે. તે બંગલીની

ભાંતો પર હજારો લાખો લોકો જેઓ ત્યાં જાત્રાએ આવી ગયા હશે તેમણે પોતપોતાનાં નામ લખેલાં છે ! હાથ પહોંચી શકે એટલી ઉંચાઈ સુધીજ આ નામો છે. આવાં લાખો નામો છે !

દુનિયામાં કંઇ કંઇ નવાઇઓ પડેલી છે !

## તમને છે ?

ઘણા લોકોને દાંત વડે નખ કરડવાની ટેવ હોય છે. તમને છે ! હોય, તો એ બહુ બુરી ને ખરાબ ટેવ છે એમ નક્કી જાણજો.

એવી રીતે નખને કદિ કરડવા ન જોઇએ. નખમાં ઘણો મેલ ભરાઈ રહે છે ને તેથી એને સાફ તો રાખવાજ જોઇએ; તેમ વધવા પણ નજ દેવાય. પણ તેનો ઉપાય એને નાનકડી કાતર આવે છે તેનાથી કાપવા એ છે. નખમાં ભરાઈ રહેલા મેલમાં અનેક જાતનાં રોગજંતુઓ હોય છે. એ જંતુઓને પેટમાં દાખલ કરવા એ નરી મૂરખાઈ જ ગણાય. આવી રીતે નખ કરડયાથી ગળા અને પેટના દરદો થયાનું દાકતરોના અનુભવમાં આવ્યું છે.

આવી ટેવ પડી જાય છે પછી તેને દૂર કરવી અઘરી લાગે છે. પણ પ્રયત્ન કરીને, મન મજબૂત રાખવાથી અને સતત ધ્યાન રાખવાથી એ તો શું, બીજી ગમે તેવી ટેવ

પણ છૂટી જાય છે.

## ફ્લેચરીઝમ

ફ્લેચરીઝમ શું છે તે તમે જાણો છો ? મી૦ ફ્લેચર નામના એક પુરૂષ અમેરિકામાં થઇ ગયેલા. તેમણે એ પંથ કાઢેલો. એને ગુજરાતી નામ આપીયે તો ચાવણીયો પંથ કહી શકાય.

એમનું કહેવું એવું હતું કે અપચાના ને બીજા શરીરના રોગ વધારે ખાવાથી થાય છે. અને વધારે ખાવાનું કારણ એજ છે કે આપણે બરાબર ચાવતા નથી. જો માણુસ બરાબર ચાવીને ખાતો હોય તો તે ઘણું ઓછું ખાઈ શકે, અને જેટલું ખાય તે એવું તો એકરસ થઇ ગયું હોય કે પચતાં વારજ ન લાગે.

સામાન્ય રીતે એક કોળીયો ચાવતાં આપણને પા મિનિટ પણ નથી લાગતી. બે ચાર વાર મ્હોં હલાવ્યું ન હલાવ્યું ને ગળે ઉતારી દઇએ છીએ. કહે છે કે દરેક કોળીયો ગણીને બાવીસ વાર તો ચાવવોજ જોઇએ. એ રીતે ચાવીને ખાઇએ તો જ તે ખોરાક નડે નહિ ને બરાબર પચે.

આમ ખાસ ચાવણુ પર ધ્યાન આપનારાઓનું ફ્લેચર સાહેબે એક મંડળ કાઢેલું, અને તેના બધા સભ્યો ફ્લેચરી

જમના અનુયાયી કહેવાતા.

ફ્લેચર સાહેબ કહે કે ન કહે તોયે આ વાત તો ગળે ઉતરી જાય તેવીજ છે, કે બરાબર ચાવીને ખાઇયે તોજ ખોરાક પચી શકે. તમે ધ્યાનમાં રાખશો ?

## કરવેરા

જુદા જુદા દેશોમાં જુદી જુદી જાતના કરવેરા હોય છે, અને કેટલીક વાર તો બહુ વિચિત્ર વસ્તુઓ પર પણ કરવેરા નંખાય છે. દાખલા તરીકે આપણે ત્યાં મીઠા પર વેરો છે એવો કોઇ દેશમાં નથી. ઇંગ્લાંડના આઠમા હેનરી રાજાએ દાઢીઓ પર કર નાંખ્યો હતો. અને દાઢી રાખનારાના દરજ્જા પ્રમાણે વેરો આપવો પડતો. વિલાયતમાં જે લોકો કુતરાં પાળે તેના પર પણ એક વેળા વેરો હતો. વળી ખ્રિસ્તી ધર્મમાં દર રવિવારે મન્દિરે જવું જોઇએ એવો નિયમ છે. આ નિયમ નહિ પાળે તેના પર પણ એક જાતનો વેરો લાગુ થતો. જ્યોર્જ ત્રીજાના રાજમાં તો ઇંટ પર પણ વેરો હતો !

## જાપાનના ભાટ

આપણે ત્યાં જેમ ભાટચારણો વાર્તા કહેવાને માટે વિખ્યાત છે તેમ જાપાનમાં પણ ભાટનો વાર્તા કહેવાનો ધંધો

ચાલે છે. આજના જમાનામાં છાપાંઓ, વાર્તામાસિકો અને ચોપડીઓ–નવલકથાઓએ જે સ્થાન લીધું છે તે પહેલાં ભાટચારણો ભોગવતા.

જાપાનના ભાટ લોકો વાર્તા કહે છે ત્યારે ત્રણ ચાર આનાની ટિકીટ રાખવામાં આવે છે અને તે ટિકીટ લીધા પછી હોલમાં જવાય છે. વાર્તાઓ રમુજી પણ હોય છે અને ઐતિહાસિક–ઇતિહાસને લગતી પણ હોય છે.

જાપાનમાં નટ કરતાં પણ ભાટને વધારે માન મળે છે; કેમકે ભાટનું કામ વધારે અઘરૂં ગણાય છે. નટને તો સિનસિનેરી, દેખાવ અને પોશાક ઘરેણાં વગેરેનો લાભ મળે છે. વળી તે બધું ગોખેલુંજ બોલે છે. ભાટને તો પોતાની બુદ્ધિ ચલાવીને કામ કરવાનું હોય છે. ઘણી વાર્તાઓ કવિતામાં પણ હોય છે.

વાર્તા જ્યાં કહેવાય છે તેવા હોલ–ભવનને "યોસેબા" કહેવામાં આવે છે. એકલા ટોકીયો શહેરમાંજ એવા દોઢસો કથાભવનો છે. એ પરથી જાપાનના કથાપ્રેમનો ખ્યાલ આવશે.

## ગઇ આબરૂ—

ગઇ આબરૂ પાછી ન આવે.

નાક ગયા પછી જીવતરં ધૂળ.

મણનું માથું જજો. પણ નવટાંકનું નાક ન જજો.

સાડાત્રણ મણના દેહમાંથી ચણાપુર નાક ગયું તો શું રહ્યું ?

વહેવાર કાચો તાંતણો છે—તૂટ્યો સંધાય નહિ.

મરદને આબરૂ એજ માયા.

વે પાણી મુલતાન ગયાં. (પાછાં આવે નહિ.)

મેશ મોંઢે બેઠી તે ઉતરે નહિ.

મોતીનું પાણી ઉતર્યું તે ઉતર્યું.

લાજે સંપત પામીએ, લાજે મોટાં માન,
લાજ વિનાનાં માનવી, તેના લાંબા લાંબા કાન.
લાખ ગમાવી શાખ રાખવી, શાખે મળશે લાખ;
લાખ રાખીને શાખ ગુમાવે, શાખ ગયે સૌ ખાખ.

## પેલાં નામ

કવિતાની લીટીઓમાંથી જે ગામનાં નામ નીકળે છે તે આ રહ્યા. ક્રમવાર નથી આપ્યાં. તમે તે બેસાડી લેજો.

મહેસાણા, નડીયાદ, નવસારી, ઉમરેઠ, વડોદરા, રાજકોટ.

## એક પુલ

સ્કોટલાંડની ફોર્થ નદી પરના પુલની વાત જાણવા જેવી છે. એ પુલ બહુજ મજબૂત છે. પાણીથી ૨૦૦ ફુટ ઉંચો

છે. દોઢ માઈલ લાંબો છે. એની પાછળ અઢી કરોડ રૂપિયાનો ખરચ થયેલો. પાંચ હજાર માણસોએ સાત વરસ કામ કર્યું ત્યારે એ બંધાઇ રહ્યો. એમાં પચાસ લાખ તો બોલ્ટ વપરાયાં છે અને ૩૦ લાખ મણ લોખંડ વપરાયું છે. એ પુલ એટલો મોટો છે કે એક નાકે રંગવાનું કામ શરૂ કરે ને બીજે નાકે પહોંચે એટલામાં તો ત્રણ વરસ થઇ જાય છે ને પહેલું નાકું પાછું રંગવાને તૈયાર થઇ ગયું હોય છે ને ત્યાં રંગ મારવો શરૂ કરી દેવો પડે છે. ગમે તેવું લડાયક બારકસ કે વેપારી વહાણ એની નીચેથી પસાર થઈ શકે છે. અને લઢાઇના વખતમાં આ પુલની સંભાળ બહુ ચોક્સ રીતે રાખવી પડે છે. આ પુલ દુનિયાની એક નવાઈ જેવો ગણાય છે.

## દિવાસળી

અસલના વખતમાં કંઈ પણ સળગાવવું હોય તો ચકમક ઘસીને દેવતા પાડતા. લાકડાને ઘસવાથી પણ તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે એ અસલ જાણીતું હતું.

દિવાસળીની શોધ ૧૬૮૦ની સાલમાં થઈ. ગોડફ્રે હેંકવીઝ નામના માણસે તે સાલમાં એક લાકડાને થોડા ગંધક ને ફોસ્ફોરસ લગાડ્યાં ને તે લાકડીને ખૂબ ઘસી જોઈ. દુનિયાની સૌથી પહેલી દિવાસળી તે એજ.

પછી તો ધીમે ધીમે જુદા જુદા માણસો એમાં કંઇ ને કંઈ સુધારો કરતા ગયા. અને તેને બનાવવા માટેના નવા નવા યંત્રો પણ યોજાયા. આજે તો ઠેર ઠેર દિવાસળી બને છે. કહેવાય છે કે સુધરેલાં દુનિયાના માણસોમાંથી દરેક રોજ આઠ દિવાસળી સરાસરી વાપરે છે. દર મિનિટે ત્રીસ લાખ દિવાસળીઓ દુનિયામાં સળગાવાય છે.

આમ છતાં હજુ આફ્રિકા અને એવા મુલકોમાં કોઇક કોઈક જંગલી પ્રજાઓ છે ખરી, જે આ વસ્તુને ચમત્કાર માને.

ઉમરેઠ, મુંબાઇ, ખંભાત, વગેરે સ્થળે દિવાસળીના કારખાના છે. તમે એકાદ સ્થળે જઇને જોઈ આવજો. એના યંત્રો તથા કામકાજ સઘળું બહુ જોવા લાયક હોય છે.

## તમારે માટે–

તમારે માટે આવું આવું ઘણું જાણવાનું નિયમિત આપ્યા કરે એવું સાધન શું છે તે જાણો છો ? અમદાવાદથી "કુમાર" નામનું માસિક નીકળે છે. તે મંગાવજો. વરસે રૂપિયા છ ભરવા પડે છે પણ ઘણી બધી છબીઓ ને આવી જાણવા લાયક વાતો એમાં આવે છે. બહુ સારૂં નીકળે છે.

સમાપ્ત

# નવા યુગનાં રમકડાં

**સેટ ૧ લો**

| | |
|---|---|
| ૧ ટાલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ |
| ૨ બકુલ | ૦—૬—૦ |
| ૩ બિરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ૪ મૂરખરાજ (ટાલ્સ્ટોય) | ૦—૮—૦ |
| ૫ નીલમ | ૦—૬—૦ |
| ૬ ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ |
| ૭ બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ જયબજરંગ | ૦—૬—૦ |
| ૯ વાઘોનું વન | ૦—૪—૦ |
| ૧૦ જાદુઈ હાર | ૦—૪—૦ |
| ૧૧ બરફીપુરી | ૦—૪—૦ |
| ૧૨ સોનાકુમારી | ૦—૪—૦ |
| ૧૩ તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| ૧૪ કચુંબર | ૦—૩—૦ |
| ૧૫ ધુપસળી | ૦—૪—૦ |
| ૧૬ બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૧૭ મોતીના દાણા | ૦—૫—૦ |
| ૧૮ એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૧૯ કેરીનાં બચ્ચાં | ૦—૩—૦ |
| ૨૦ નવનીત | ૦—૩—૦ |
| ૨૧ મેઘધનુષ | ૦—૪—૦ |
| ૨૨ મિયાઉં | ૦—૧—૦ |
| ૨૩ હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |
| ૨૪ બાળ ડાયરી | ૦—૩—૦ |
| ૨૫ ચોપગાંની ચતુરાઇ | ૦—૪—૦ |
| ૨૬ ગધેડાનું રાજ | ૦—૧—૦ |
| ૨૭ રમકડાંની દુકાન | ૦—૧—૦ |
| ૨૮ જાદુઇ જમરૂખ | ૦—૧—૦ |
| ૨૯ મકનો મસ્તાનો | ૦—૧—૬ |
| ૩૦ બંગાળી બિરબલ | ૦—૬—૦ |

કુલ ૮—૦—૬ ને બદલે આખો સેટ લેનારને ૭॥ રૂ.માં ફેન્સી બાક્સ સાથે પોસ્ટેજ રૂ. ૧।. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

**સેટ બીજો:**

| | |
|---|---|
| ૧ બુલબુલામણિ | ૦)– |
| ૨ સવાકાણી આપવીતી | ૦)– |
| ૩ ખોટી ખોટી વાતો | ૦। |
| ૪ સિપાઈદાદા | ૦)=॥ |
| ૫ મધપૂડો | ૦।।। |
| ૬ કોલસાકાકા | ૦।– |
| ૭ સબરસ | ૦)≡ |
| ૮ કીર્તિસ્તંભ | ૦। |

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

**મોટા બાળકો-કુમારો માટે**

| | |
|---|---|
| બલિદાન | ૦।– |
| બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| પારસમણિ | ૨) |
| ગીતાંજલિ | ૧। |
| પાંડવગુપ્તનિવાસ | ૦।।। |
| ખાંયણાં | ૦।– |
| નીતિધર્મ | ૦॥ |

**ગાંડીવ**